# OE 54 -Patidar Sandesh – Anti Social activities right under its nose/પાટીદાર સંદેશની નાકના નીચે સમાજ વિરોધી કામ

http://www.realpatidar.com/a/oe54 April 4, 2013

Print this entry

23-Mar-2013

|| જય લક્ષ્મીનારાયણ ||

પાટીદાર સંદેશની નાકના નીચે થતું સનાતન સમાજ વિરોધી કામનું કૌભાંડનો પર્દા ફર્શ થયો છે. આમાં પાટીદાર સંદેશના એક ઉચ્ચ પદાધિકારી – સીધી રીતે – સંડોવાયલા હોવાના પુરાવા મળતા, તેમના પાસેથી માફી પત્ર લઈને તેમનું રાજીનામું લઈ લેવામાં આવ્યું. અમદાવાદ હોસ્ટેલ જમીન કાંડના મુખ્ય સૂત્ર સંચાલક અને કેન્દ્રીય સમાજમાં મંચ ઉપરથી સમાજને ધમકી આપનાર અને સમાજને તુચ્છ ગણાવનાર એવા દામજીભાઈ ગોગરીના ભાઈ, ગોવિંદભાઈ ગોગરી પોતે સંડોવાયલા છે.

ગોવિંદભાઈ ગોગરી પાટીદાર સંદેશનું સંચાલન કરતી સંસ્થા પાટીદાર યુથ સોસાયટીના મંત્રી હતા. તેઓએ પાટીદાર સંદેશનું નરોડા કાર્યાલયમાંથી પાટીદાર સંદેશના ગ્રાહકોની યાદી અને તેમના સરનામાઓની યાદી ચોરી કરીને સમાજ વિરોધી પુસ્તક – સમાજમાં ભક્તિની ક્રાંતિ – છપાવનાર લોકો સુધી પોહ્ચાડ્યા. લોક મુખે એમ સંભાળવા મળે છે કે આ પુસ્તક છાપવા પાછળ દામજીભાઈ ગોગરીનો મુખ્ય માણસ છે. પણ હું અત્યારે આ વાતની પુષ્ટિ નથી કરી શકતો.

ઘટનાની તપાસ કરતા પાટીદાર સંદેશના કરતા-ધરતાને જયારે પૂરી જાણ થઇ ત્યારે, એક મીટીંગ બોલાવી, જેમાં ગોવિંદ ભાઈને તેમાં પોતાનું જુર્મ કબુલ કર્યો એટલે ગોવિંદભાઈ પાસેથી માફી પત્ર લખાવવી અને તેમનું રાજીનામું લઇ લેવામાં આવ્યું. વધુમાં પાટીદાર સંદેશએ પોતાનું નરોડા ખાતેનું કાર્યાલય પણ બંદ કરી દીધું છે. આ ઘટનાના કારણે પાટીદાર સંદેશ માં જાણે ભૂકંપ આવી ગયો છે. પાટીદાર સંદેશમાં મુખ્ય તંત્રી શ્રીએ અમુક ખાસ લોકો સમક્ષ પોતાની ભૂલ સ્વીકારી છે એવી વાત પણ સંભાળવા મળે છે. જે લોકો સામે પોતાની ભૂલ સ્વીકારી છે, તેવા લોકોના નામ હું લેવા નથી માંગતો. મારે કોઈ આવા વિવાદમાં નથી પડવું. પણ તંત્રી શ્રી કે તે લોકો સામે માન્યું કે અમે દામુભાઈ ગોગરીની શેહમાં હતા અને તે પ્રમાણે લખતા હતા. પણ હવે અમે દામુભાઈ ગોગરી સાથેના ૩૦ વર્ષ જુના સબંધો તોડી નાખ્યા છે. એટલે હવે તમે અમારી મદદ કરો. સનાતન ધર્મ ચોખ્ખો થાય તે માટે અમે સાચા પ્રયત્નો કરીશું.

આ ઘટનાથી, સનાતન સમાજ અને કેન્દ્ર સમાજ વિરુધની ગતિ વિધિમાં પાટીદાર સંદેશ શામેલ છે, તેવી વાતો જે લોકો કરી રહ્યા હતા અને ખાસ કરીને ઈમેલ દ્વારા જાગૃતિ લાવવાના જે પ્રયત્ન કરવા આવી રહ્યો હતો, તે લોકો સાચા છે, તે પુરવાર થઇ ગયું છે. જો પાટીદાર સંદેશના તંત્રીઓને સાચી રેતી ભૂલ કબૂલવી હશે તો આશા છે આગામી તંત્રી લેખમાં તેઓ આ વાતને સ્વીકારશે.

હું ઘણા સમયથી જોવું છું કે પાટીદાર સંદેશના તંત્રીઓ તેમના લેખમાં એવું એક ચિત્ર દોરી રહ્યા છે, ભલે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે, કે ઈમેલ લખનાર લોકો સાચા નથી. એટલા માટેજ તેમના તંત્રી લેખોમાં ઈમેલનો વારે ઘડીએ ખોટી જગ્યાએ ઉલ્લેખ છે. તંત્રીશ્રીઓને જાણ થાય કે ઈમેલ તો કેવળ એક માધ્યમ છે. એટલે માધ્યમને બદનામ ના કરશો. અમુક લોકો ખોટા ઈમેલો લખતા હશે, પણ તેનાથી બધાજ ઈમેલ લખવાવાળા ખોટા નથી હોતા. ઈમેલ એક એવો માધ્યમ છે કે જેના થકી અસંખ્ય લોકો સુધી પળભરમાં આપણી વાત પોંહચાડી શકાય. આવા માધ્યમને આપણે પ્રોત્સાહન આપવું જોઈએ. તમે આ વાતને બરાબર જાણો છો એટલેજ કદાચ કદાચ તમે તોડક મહિના પહેલા,

ઇમેલ માધ્યમથી મને તમારા વેબસાઈટને પ્રમોટ કરવા માટે ઇમેલ મોકલવા વિનતી કરેલ હતી. કહેવા માટે કહી શકાય કે પ્રિન્ટ મેડિયામાં ઘણા અશ્લીલ પુસ્તકો કે મેગેઝીનો છાપે છે, તો શું બધોજ પ્રિન્ટ મેડિયા ખરાબ છે અને એટલે પાટીદાર સંદેશ ખરાબ છે. આવું તર્ક ના ચાલે. તેવીજ રીતે આવો તર્ક વાપરીને ઇમેલ મેડિયા કે ઓનલાઈન મેડિયા સાચો નથી તેવું વાતાવરણ ઉભું કરીને આ જીવંત મેડિયાને બદનામ ન કરશો તેવી પ્રાર્થના. તમને કોઈ માણસના ઈમેલ પસંદ ન પડે તો તેને ડીલીટ કરી નાખો કોઈ વાંધો નથી. મને ખાતરી છે કે તમે વાત સમજી ગયા હશો અને તમે તમારી અંતર-આત્મનો આવાજ જરૂર સાંભળશો.

પાટીદાર સંદેશના તંત્રીઓને મારી બીજી એક ખાસ વિનંતી છે કે આ ઇમેલમાં લખેલ ભાવનાને સમાજશો ના કે તેના શબ્દો પકડીને કોઈ ગેર સમાજને સ્થાન આપશો.

પાટીદાર સંદેશ સનાતની સમાજ માટે અને કેન્દ્રીય સમાજ માટે સારા કામો કરતી રહે તેવી ભાવના સહ…

Real Patidar